# 11. જનની



**કવિ બોટાદકર**

**જન્મ : 1870, મૃત્યુ : 1924**

કવિ દામોદર ખુશાલદાસ બોટાદકરનો જન્મ ભાવનગર જિલ્લાના બોટાદમાં થયો હતો. તેમણે માત્ર છ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો, છતાં સંસ્કૃત ભાષા ઉપર તેમનું સારું એવું પ્રભુત્વ રહ્યું હતું. એમનું મુખ્ય સર્જન કવિતા ક્ષેત્રે રહ્યું છે. 'રાસતરંગિણી', 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની', 'નિર્ઝરિણી', 'શૈવલિની' વગેરે તેમના મહત્ત્વના કાવ્યસંગ્રહો છે. આ કવિએ પ્રકૃતિ અને ગૃહજીવનની ભાવનાનાં સુંદર કાવ્યો આપ્યાં છે. તેઓ યોગ્ય રીતે જ 'સૌંદર્યદર્શી' કવિ તરીકે ઓળખાય છે.

'જનની' ગુજરાતી ભાષાનું એક નોંધપાત્ર કાવ્ય છે. માતાના પ્રેમની તોલે બીજા કોઈનો પ્રેમ આવતો નથી - એ મુખ્ય ભાવની આજુબાજુ આ રચના ગૂંથાઈ છે. કાવ્યનું લયમાધુર્ય અનેરું છે. સંસ્કૃત કવિઓએ પણ માતૃપ્રેમને સ્વર્ગના પ્રેમથી ચડિયાતો લેખ્યો છે.

મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,<br>
એથી મીઠી તે મોરી માત રે,<br>
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ.<br>
પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે લોલ,<br>
જગથી જુદેરી એની જાત રે. જનનીની૦<br>
અમીની ભરેલી એની આંખડી રે લોલ,<br>
વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે. જનનીની૦<br>
હાથ ગૂંથેલ એના હીરના રે લોલ,<br>
હૈયું હેમંત કેરી હેલ રે. જનનીની૦<br>
દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,<br>
શશીએ સીંચેલ એની સોડ્ય રે. જનનીની૦<br>
જગનો આધાર એની આંગળી રે લોલ,<br>
કાળજામાં કૈંક ભર્યા કોડ રે. જનનીની૦

ચિત્તડું ચડેલ એનું ચાકડે રે લોલ,
પળના બાંધેલ એના પ્રાણ રે. જનનીની૦



મૂંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
લેતાં ખૂટે ન એની લ્હાણ રે. જનનીની૦
ધરણીમાતાયે હશે ધ્રૂજતી રે લોલ,
અચળા અચૂક એક માય રે. જનનીની૦
ગંગાનાં નીર તો વધે-ઘટે રે લોલ.
સરખો એ પ્રેમનો પ્રવાહ રે. જનનીની૦
વરસે ઘડીક વ્યોમવાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે. જનનીની૦
ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
એનો નહિ આથમે ઉજાસ રે.
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ.

**('રાસતરંગિણી'માંથી)**

## ● ટિપ્પણ

**જનની** જન્મ આપનાર મા, માતા **મધુ** મધ **જુદેરી** ભિન્ન, અનોખી, લાડવાચક પ્રયોગ-સામાન્ય રીતે કવિતામાં પ્રયોજાય. **અમીની** અમૃતની **દોહ્યલાં** દુર્લભ, સહેજે ન મળે તે **શશી** ચંદ્ર **સોડ્ય** પડખું **કોડ** હોંશ **લ્હાણ** ખુશાલીના પ્રસંગે અપાતી ભેટ **અચળા** ચળે નહિ તેવી, અચલા, સ્થિર, ફેરફાર ન થાય તેવી **ચળતી** વધતી-ઓછી થતી **ઉજાસ** પ્રકાશ, તેજ

## ● ભાષા-સજ્જતા

આ કાવ્યની પંક્તિઓમાં નીચેના શબ્દો વપરાયા છે :

મેહુલા, માત, જગ, આંખ, શશી, કર, નીર

આ શબ્દો કાવ્યમાંથી શોધો. તેની જગ્યાએ તેના સમાનાર્થી શબ્દો મૂકી કાવ્ય ફરી ગાઈ જુઓ.

મીઠાં મધુ ને મીઠા <u>મેહ</u> રે લોલ,
એથી મીઠી તે મોરી <u>માતા</u> રે.

કેવું લાગે છે ? કવિએ પ્રયોજેલા શબ્દોની જગ્યાએ તેના સમાનાર્થી શબ્દો મૂકવાથી કાવ્યનો લય જળવાતો નથી.

હવે આ શબ્દોવાળી પંક્તિઓમાં એ શબ્દોના સમાનાર્થી શબ્દોનો ઉપયોગ કરી વાક્યસ્વરૂપે વાંચી જુઓ.

## ● અભ્યાસ

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તરો આપો :

1. માતાને શાનાથી મીઠી ગણવામાં આવી છે ?
2. માતાની આંખ શાનાથી ભરેલી છે ?
3. માતાનાં વેણ કેવાં છે ?
4. માતાના કાળજામાં શું ભરેલું છે ?
5. કોનો પ્રેમપ્રવાહ એકસરખો છે ?

## ● સ્વાધ્યાય

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તરો લખો :

1. કાવ્યમાં આપેલા માના ગુણોનું વર્ણન ટૂંકમાં કરો.
2. ‘માડીનો મેઘ બારેમાસ રે’ કાવ્યપંક્તિને સમજાવો.

### 2. નીચેના શબ્દોનો વાક્યપ્રયોગ કરો :

અમી, હેલ, વ્યોમ, દોહ્યલું

**3. નીચે આપેલા શબ્દો જેવા ઉચ્ચારવાળા શબ્દો કાવ્યમાંથી શોધીને લખો :**

(1) માત (2) સોડ્ય (3) પ્રાણ (4) માસ

**4. નીચે આપેલા શબ્દો માટે કાવ્યમાં વપરાયેલા શબ્દો શોધીને લખો :**

(1) માતા - ________

(2) આકાશ - ________

(3) ધરતી - ________

(4) ચંદ્ર - ________

**5. સૂચવ્યા મુજબ કરો.**

- નીચેનામાંથી માતાને કોના કરતાં, ચડિયાતી બતાવી છે ? તે શબ્દો અલગ તારવો.
  જંગલ, ધરતી, જમના, વાદળી, ગંગા, સૂરજ, ચંદ્ર, તારા, વરસાદ, વાવાઝોડું, ત્સુનામી, ધરતીકંપ, મધ
- આ અલગ તારવેલા શબ્દોવાળી પંક્તિઓ કાવ્યમાંથી શોધીને લખો.
- આ પંક્તિઓનો ભાવાર્થ લખો.
- આ ભાવાર્થ એક ફકરા સ્વરૂપે લખો.

**6. આ કાવ્યના સમૂહગાન વખતે સંગીતનાં કયાં-કયાં સાધનોનો ઉપયોગ કરશો ? તમને કયું વાદ્ય વગાડવું ગમશે ?**

**7. 'માતૃપ્રેમ' દર્શાવતાં વાર્તા અને કાવ્યો મેળવીને લખો.**

**● પ્રવૃત્તિ**

- આ કાવ્યનું સમૂહગાન કરો.
- માતા વિશે લખાયેલાં કાવ્યો, કહેવતો અને અવતરણો એકત્ર કરી વર્ગમાં રજૂ કરો.